શ્રી ગણેશાયનમઃ

# महाश्वेता कादम्बरी.

નાટકનાં ગાયનો.

રચાવી અને છપાવી પ્રસિદ્ધ કરનાર

## વીઠુલદાસ હેમજીભાઇ ભાવનગરવાળા.

શ્રી વિજય નૌતમ નાટક સમાજના માલીક

પ્રસીદ્ધ કરવાનું ઠેકાણું ગ્રાંટરોડ બોમ્બે થીએટર, મુંબઈ

---


રચનાર કવિ ચિત્રકાર,

ફુલચંદ ઝવેરચંદ શાહ

(સતી અનસુયાના લેખક તથા સુકન્યા સાવિત્રી—૨—

મદદનીશ લેખક.)


---


ખુબચંદ અમીચંદના ધી સુરત જઈન એ. પ્રી. પ્રેસમાં

શંકર નરભેરામ વ્યાસે છાપ્યું ખપાટીઆ ચકલા–સુરત.

આવૃત્તિ ૧૨ મી ) ( પ્રત ૫૦૦૦

સંવત ૧૯૭૬) ( સને ૧૯૨૦

કિંમત ૦—૩—૦

# ચેતવણી.

સને ૧૮૬૭ના ૨૫માં એકટ મુજબ રજીસ્ટર કરાવી પ્રસિદ્ધ કરનારે સર્વ હક્ક પોતાના સ્વાધીન રાખ્યા છે માટે પ્રસિદ્ધ કર્તાની રજા સિવાય કોઇએ આ નાટક તથા તેમાંનાં ગાયનો છાપવાં-છપાવવાં, વેચવાં-વેચાવવાં કે ભજવવાં-ભજાવવાં નહીં.

ૐ

श्री परमात्मने नमः

मूकं करोति वाचालं पंगुं लंघयते गिरिम् ।
यत्कृपा तमहं वंदे परमानंद माधवम् ॥

અત્યુત્તમ આ બાણુ કથા નો, સાર મહાસાગર છે
શ્રીહરિસુત જેના ભાષાંતર કરનારા પણ નાગર છે
મણી, બાક્ર, ગોવર્ધન જેવાં રત્ન ભર્યો રત્નાકર છે
શ્રીહરસુત, યાજ્ઞિક, અનઃશુખની ઝરતી ગિરા સુધાકર: છે
જેથી ઉર્વી પ્રગટ્યાં ઉર રત્નો તે ભૂમિ માંહી નિવાસ કરી
સંપુટની ત્રીપુટી કરવાની અંતરમાં અભિલાષ ધરી
ક્ષમાવંત શીલ શ્રી કુલ ભૂષણુ કરી પ્રાર્થના વ્હાલ ભરી
ચિત્રકાર અર્પે આ કૃતિ જનસેવા માંહી પ્રણામ કરી



# મહાશ્વેતા-કાદમ્બરી નાટકનાં પાત્રો.

મહાશ્વેતા... ...હંસરાજ ગંધર્વની પુત્રી.
તરલિકા ... ...તેની પ્રિય સખી.
હંસરાજ ... ...પંડીઓ ગંધર્વ રાજા.
ગોરી ... ... ...તેની રાણી.
પુંડરિક ... ...શ્વેતકેતુ મુનિનો કુમાર.
કપીંજલ ... ...તેનો મિત્ર.
કાદમ્બરી ... ... ચિત્રસેન ગંધર્વની પુત્રી, મહાશ્વેતાની બાલસખી.
મદલેખા } ...તેની પ્રિય સખીઓ.
તમાલિકા }
કેયુરક ... ...કાદમ્બરીની વીણાવાહક.
રોહિણી ... ...ચંદ્રની એક કળા.
ચંદ્ર... ... ...રોહિણી પતિ.
કુબેર ... ...દેવતાઓનો કોષાધિકારી.
ઇર્ષ્યાનંદ } ...બીજાઓની ઇર્ષ્યા કરનાર બ્રાહ્મણ દંપતી.
અસુયા }
ભોજનાનંદ } ...તેની પાડોશમાં રહેનાર બ્રાહ્મણો.
નિગુણાનંદ }
ચિત્રસેન ... ...ગંધર્વનો રાજાધિરાજ. કાદમ્બરીનો પિતા.
મદિરા ... ...તેની રાણી.

## પુર્વ જન્મ અંશાવતારી પાત્રો.

ચંદ્રાપડ... ...ચંદ્ર.
વૈશંપાયન ...પુંડરીક.

પત્રલેખા—રોહિણી.

ઇન્દ્રાયુધ અશ્વ—કપિંજલ.

તારાપીડ—ચંદ્રાપીડનો પિતા.

શુકનાશ—તારાપીડનો પ્રધાન. વૈશંપાયનનો પિતા.

જાબાલી—ત્રિકાળજ્ઞાની મહાત્મા.

## પુનર્જન્મ.

ચાંડાળકન્યા—પુંડરીકની માતા લક્ષ્મી.

શુદ્રક—ચંદ્રાપીડ.

શુકશાસાગંજ—વૈશંપાયન.

એ સિવાય—વારાંગનાઓ, સિપાહીઓ, યોગિનીઓ, વૈશ્યા-નીકા, મઢો વિગેરે.



શ્રી ગણેશાયનમ:

# મહાશ્વેતા કાદમ્બરી.

## નાટકની પ્રવેશવાર ટુંક હકીકત.



મંગળાચરણ—વસ્તુ વિવેચન.

## અંક પહેલો.

પ્ર. ૧ લો—હેમકુટ પર્વતપર આવેલા અચ્છોદ સરોવર પાસેના પ્રદેશમાં હંસરાજ ગંધર્વની પુત્રી મહાશ્વેતાનું સખીઓ સાથે આગમન, પોતાના મિત્ર કપિંજલ સાથે સ્નાન નિમિત્તે આવેલા મહાસુની શ્વેતકેતુના કુમાર પુંડરિકે કર્ણમાં ધારણ કરેલી કુસુમ મંજરીનો સુગંધ પ્રભાવ, મહાશ્વેતા તથા પુંડરિકના પ્રેમનું પ્રથમ દિગ્દર્શન.

પ્ર. ૨ જો—વિરહ વેદના ભોગવતા પુંડરિકની મહાસ્વેતાને મળવાની યુક્તિ પ્રયુક્તિ, ચતુર સખીની ચતુરાઇ, કામવાસનાથી ઘેરાયલા પુંડરિકને કપિંજલનો સદુપદેશ પત્થર ઉપર પાણી.

પ્ર. ૩ જો—પુંડરિકના મોહપાસમાં પડેલી મોહિની મહાશ્વેતાની પ્રેમઘેલછા, મિત્ર ધર્મ બજાવતાં કપિંજલને મુખે પુંડરિકની દુઃખદાવસ્થાનું વર્ણન શ્રવણ કરતી ગુપ્ત રીતે મનથી માનેલા પતિ સાથે રતિ કેલી કરવાના નિશ્ચયથી પ્રયાણ.

પ્ર. ૪ થો—કામની છેલ્લી સીમાએ પહોંચેલા પુંડરિકની દુર્દશા. ચંદ્ર તથા પુંડરિકનો અરસપરસ શ્રાપ-સંભ્રમ, મહાશ્વેતાને લઇ કપિંજલના આવતાં પહેલાં પુંડરિકનું મરણ, કપિંજલનો વિલાપ પતિના સુખની આશાએ આવેલી મહાશ્વેતાની નીરાશા, રંગમાં ભંગ. પતિ સાથે બળી મરવાની તૈયારી કરતાં આકાશવાણીદ્વારા શાંતવન, પુંડરિકના સબનું આકાશગમન.

પ્ર. ૫ મો—અભિસારિકા મહાશ્વેતાની શોધાશોધ, પતિ પછળ પ્રાણ ત્યાગ કરવાને તત્પર થએલી મહાશ્વેતાને માતાપિતાનો બોધ, અખંડ શિયળવ્રત ધારણ કરી યોગિની રૂપે જીવન ગાળવાના નિશ્ચયથી મહાશ્વેતાનુ તપ કરવા માટે ચાલી નીકળવું.

પ્ર. ૬ ઠો.—ચિત્રરથ ગંધર્વની પુત્રી કાદમ્બરીનો ત્રિહરવાટીકામાં સખીઓ સાથે વાર્તાવિનોદ, કુમારિકા તરીકે જીવન ગાળવાનું પસંદ કરનારી કાદમ્બરીને સંસારમાં પતિના લાભ સમજાવવાનો સખીનો પ્રયત્ન.

પ્ર. ૭ મો—બીજાનુ સુખ જોઇ મનમાં નિરંતર બળના અસુયા તથા ઇર્ષ્યાનંદ નામના બ્રાહ્મણ દંપતિના ઇર્ષ્યાળુ સ્વભાવનું દિગ્દર્શન, તેની પાડોશમાં રહેનારા ભોજનના ભોગી ભોજનાનંદ તથા ગોશાનું ગોરપદુ કરનાર નિર્ગુણાનંદનો નિગુણુવાદ.

પ્ર. ૮ મો—પોતાના તપના પ્રભાવ વડે કરીને પુંડરિકના શાપની પાછળ કપિંજલનું સ્વદેહે ચંદ્ર લોકમાં આગમન, દેવતાઇ આયુધોનું પ્રાગટ્ય, વૈમાનિકના શ્રાપથી ઇંદ્રાયુદ્ધ નામના અશ્વરૂપે કપિંજલનું પૃથ્વીપર પડવું.

---

## અંક બીજો.

પ્ર. ૧ લો—ઉદર નિર્વાહાર્થે ઉજ્જયની તરફ જતાં બ્રાહ્મણો તથા સંત સાધુઓનું મંડળ.

પ્ર. ૨ જો—આપના દેવથી તારાપીડ રાજાને ત્યાં જન્મેલા ચંદ્રના અવતાર ચંદ્રાપીડને યુવરાજ્યાભિષેક, પત્રલેખા નામક રોહિણીનું ઇંદ્રાયુધ્ધ સાથે રાજસભામાં આગમન, ભિન્નભિન્ન સ્વરૂપે ત્રિપુટીનો સમાગમ.

પ્ર. ૩ જો—ચિત્રસેન ગંધર્વ તથા રાણી મદીરાનો કાદમ્બરી પરણાવવાનો દૂરાગ્રહ, મહાસ્વેતા તરફથી સંદેશો લઇ આવેલી તરલીકાનો ઉપાલંભ.

પ્ર. ૪ થો—સૈન્ય સાથે દિગ્વીજય કરવા નીકળેલા યુવરાજ ચંદ્રાપીડનું તથા મંત્રીપુત્ર વઇશંપાયનનું અચ્છોદ સરોવર પાસે પુનઃ આગમન, અલૌકિક ગાન શ્રવણ.

પ્ર. ૫ મો—શંકરનું આરાધન કરતી મહાસ્વેતાને જોઇ ચંદ્રાપીડનું આશ્ચર્યચકિત થવું, દુઃખી હૃદયને દીલાસો, સાધ્વીની તપસિદ્ધિ, રાજકુમારનું આતિથ્ય, નહીં પરણવાની પ્રતિજ્ઞાવાળી કાદમ્બરીને મનાવવા માટે મહાસ્વેતાની સાથે ચંદ્રાપીડનું ગંધર્વ નગર તરફ પ્રયાણ.

# અંક, ૩ જો

પ્ર. ૧લો—ગજબાસો મુનિના આશ્રમ પાસેથી ઋષિ કુમારોને શ્રાપના દોષથી શુક રૂપે પડેલા વૈશંપાયનની પ્રાપ્તિ.
પોપટના બચ્ચાંનું પૂર્વ વૃત્તાંત જાણવા માટે ત્રિકાળજ્ઞાની મુની જાબાલી પ્રત્યે ઋષિ કુમારોને પ્રશ્ન.

પ્ર. ૨જો- પોતાના પાપ કર્મને લ ધે અસદગતિ પામેલા દુર્બા- નંદનું પ્રેત રૂપે અસુયાની પાછળ પડવું, યોગીનીઓનો સમાગમ, અસુયાનો પશ્ચાતાપ, વિધવા ધર્મ માર્ગ દર્શન.

પ્ર. ૩જો—શુકયોનિમાં પડેલા વૈશંપાયનના ઉદ્ધાર માટે કપિંજલનો ગુપ્ત પ્રયત્ન, પુત્રના પાપ કર્મથી ચાંડલ કન્યારૂપે અવ- તરેલા ચંદ્રાપીડના સભાસ્થાન પ્રત્યે જવાની સૂચના.

પ્ર. ૪થો—શુદ્રકના સભાસ્થાનમાં ચાંડાલ કન્યા રૂપે લક્ષ્મીનું પોપટ જાતિમાં રહેલા વૈશંપાયન સાથે આગમન. થી મુખે પોપ- ટનું ... વૃત્તાંત શ્રવણ કરતાં શુદ્રકનું મૂળ સ્વરૂપને પામી ચંદ્રલોકના જવું વૈશંપાયનના શ્રાપનો અંત.

પ્ર. ૫મો—ચંદ્રાપીડના સ્થુળ દેહની સેવા-રક્ષા કરતી કાદંબરીને તથા પુંડરિકના દર્શનની આશામાં દિવસ નિર્ગમન કરતી સખી મહાશ્વેતાને પતિનો મેળાપ, સતીઓના સતીત્વ પ્રભાવથી સત્ય પ્રેમનો વિજય આનંદોત્સવ, દેવતાઓના આશીર્વચન સાથે નાટકની પૂર્ણાહુતી.

શાંતિઃ શાંતિઃ શાંતિઃ

श्रीगणेशाय नमः

# महाश्वेता-कादम्बरी नाटकनां गायनो.

## મંગળાચરણ.

સુત્રધાર— ૧

શ્રી ગુણ ગણપતિ શુભ મતિ દાતા— શ્રી
હરો કુમતિ હરીહર સુખશાતા
શુભ મતિ દાતા— શ્રી
લંબોદરને લાગુ પાય,
ગિરિજાસુત ગુણ નિધિ ગણરાય;
સ્મરતા સંકટ દૂર પળાય.
કરો સફળ કૃતિ શુભ મતિ દાતા. શ્રી

બાળાઓ—વદુ સરસ્વતી ભગવતી ભુવનેશ્વરી સરવેશ્વરી (૨)
ભારતી કરી આરતી પ્રેમે પૂજું પરમેશ્વરી, શ્રી

નટી—
બાળાઓ— } ૨

હાંરે પ્રેમ સાચો પ્રભુ તણું ધામ છે,
હાંરે સાચા પ્રેમીના બેલી શ્રીરામ છે;
બેલી શ્રીરામ છે............હરિ—

કાયા જે પ્રેમના પ્રવાહમાં તણાય છે,
નાવ તેનું ભાંગી [illegible] ભૂકો થાય છે;
વાલમ વનિતાનો વિશ્રામ છે,
વનિતાના વિશ્રામ છે.........હાંરે—
અંતર બંનેના અંતરમાં સમાય છે,
જેમ શુદ્ધ સાકર પયઃ માંહી ભંગી જાય છે,
તે દંપતિનાં અમર નામ છે......હાંરે—

મહાશ્વેતા— ૩

આવે ક્યાંથી મધુરી મધુરી સુવાસ (૨)
પુષ્પ અપરિચિત પામ્યું કો વિકાસ,
સમિર સ્વર્ગ તણો નીકળી પ્રવાસે;
રહયો પ્રસરાવી સુગંધી ચોપાસે,
પામ્યું તન મન મારૂં અતિસે ઉલ્લાસ. આવે

તરલિકા
તથા સખીઓ— ૪

ઓ સાહેલીરે, (૨) સમજી કરીએ પ્રીત;
નથી સહેલીરે, (૨) અટપટી પ્રીતની રીત;
બોલો અનેક સુણી બીજાના,
બોલી તોળી બોલીએ;
સામાનું દીલ જોયા વિના,

નવ આપણું દીલ ખોલીએ;
અંતર સામાનું બાળી;
ભરીએ ડગલું સંભાળી,
એક હાથે પડે કેમ તાળીરે...(૪) સમજી.

મહાસ્વેતા }
તથા સખીઓ— } ૫

મંજરીએ મનડું મોહ્યું રે,
મનગમતા મહારાજ મારા મનગમતા મહારાજ;
એ શું દીલડું અમ પ્રેર્યું રે......મનગમતા—
પુંડરિક—" શું આ પુષ્પ તમને બહુ ગમે છે?
મહાસ્વેતા—" મનને તો ગમતું ઘણું મુખથી કેમ મગાય,
વીણુ પ્રીછયે વીણુ પારખ્યે ઘટે માન મુનિરાય"
પુંડરિક—માગ્યે માન ઘટે નહિ જેવું જ્યાં દાતાર
સુખે સ્વીકારો પુષ્પ આ ધરો આ કર્ણ મોઝાર
સખીઓ—અતિ ઉદાર દીલ તમ જોયું રે......મનગમતા—

મહાસ્વેતા }
તથા સખીઓ— } ૬

અમે જઈશું, અમે જઈશું, હવે અમે જઈશું રાજ
રસભીના તમે આવજો...: ...અમે—
આવી મંજરીઓ નીત્ય લાવજો,
પ્રેમે પરીમલ પ્રસરાવજો        અમે જઈશું

મુનિવર અમશું પ્રસંગ પાડી દર્શન દેજો દાડી દાડી
અમ સરખું કંઇ કાજ જરૂર તમે કહાવજો તમે
આવજો......અમે—

પુંડરિક—

૭

મળશે હવે ક્યાં મનહરણી, (૨)
ચતુરા એ ચંપકવરણી......મળશે—
મારી કટાક્ષ ભેદ્યું ઉર મારૂં,
ક્યારે થશે મૂખ દર્શન તારૂં:
રામા રસીલી રસીક રમણી...મળશે—

મહાશ્વેતા—

૮

પ્રેમ બીજ રોપ્યું હૃદયે,
જીવન આધાર મારા...હું હૈયાના હાર મારા,
પ્યારા પત્ર તારો ભાળી,
ફુટયાં નવ પલ્લવ ડાળી;
ખીલી પુષ્પે તો હૃદવાળાં, (૨ જીવન આધાર મારા.
મદન પઠીને પુંઠે
મીઠાં પ્રેમ પુષ્પો ચુંટે
મ્હારી ફુલવાડી લૂંટે; ૨ જીવન આધાર મારા—

તરલીકા— ૯

અરે સખી ધીમે ધીમે ડગ ભર
ઉતાવળ આવડી આ શી.........ઉતાવળ આવડી આ શી
મહાશ્વેતા—પ્રિય મુખ દર્શન પ્યાસી
તરલીકા—અરે સખી...........
મહાશ્વેતા—અંતર મારૂં મારે છે ઉછાળા, (૨]
તરલીકા—ન હોય ઉછાળા પૈડાંને કેરા આળા;
મંજરીવાળા લાલ લાખા ના,
પ્રીતમ તારા નહીં જાય નાસી......અરે.

મહાશ્વેતા— ૧૦

બોલો બોલોને અંતરના બેલી, નાથ વિનવું કરજોડી;
પિયુ જાશો ક્યા અમને છોડી,
પ્રીતિ જન્મો જન્મ તણી તોડી......બોલો—

સાખી

હાથે આવી હંસલો, ઉડી ગયો આકાશ
જઇ બેઠો દૂર દેશમાં હવે મળવાની શી આશ
મરજાદા મેં કુળની છોડી (૨) તમ સંગે મેં પ્રીતડી જોડી
ઉઠો ઉઠોને અંતરની કરીએ વાત;
રાત રહી થોડી......બોલો બોલો.

આકાશવાણી—

સહુસ નવરૂર શાખી
આત્મઘાતનું પતક ધીરતાણી
પુનઃ સમાગમ થાશે
શોક તજી દે સુધી વાક્ય જાણી.

મહારથેરા— ૧૧

વિષય તજી ભજીશ વિષધારી
કરીશ જઈ પ્રસન્ન ત્રિપુરારી
જુઠી આ જગત તણી જંજાળ
ત્યાગી સૌ ભોગ કષ્ટકારી ૨ કરીશ—
સ્વાર્થી આ સંસારમાં દીઠો નહીં કાંઈ સાર
પુર્ણ પુણ્ય સંચય વિના નવ તરાય ભવપાર
શીયળવ્રત અખંડ તપધારી (૨) કરીશ—

કાદમ્બરીની સખીઓ — ૧૨

અજબ બહાર શી બની—૨
બ્હેની વીશાળ વીશ્વવાટીકા તણી
રચી રચના અદભુત મુખે જાય ના ભણી—અજબ
પંચરંગી ફુલડાં ધણાં ખીલી રહ્યાં ચોપાસ
કંઇક નવલ રંગે ભર્યાં કંઇક ભર્યાં સુવાસ

રૂપ કંઇકનું નીહાળી જાય નયણા ઠરી
ગુણ કંઇકના બોલ્યાથી લે છે હઇડાં હરી
ગુણવંતી ગુંણ સુગંધીને વળી જો રૂપરંગ
પરખ્યા વીણ નવ પાડીએ પુષ્પની સંગ પ્રસંગ

સખીઓ— ૧૩

પતી વીના પ્રેમદાના મનના પુરાય ક્યાંથી કોડ.
કહે સખી પુરાય ક્યાંથી કોડ
સરજનહારે સરજી જગમાં નરનારીની જોડ—૨
પશુ પક્ષી વન વૃક્ષ નીહાળો
સૃષ્ટીમાંહી સઘળે જઇ ભાળો
નાના મોટા જીવ જંતુમાં પણ એવી નથી ખોડ
શાખી પણ એવી નથી ખોડ—સરજનહારે
પતી ભજયે સહુ પાતક ટળતાં
અખંડ સુખડાં સ્હેજે મળતાં
પતી વિના સાહેલી ભવમાં હરાય જીતી હોડ—સરજન—હારે

નીર્ગુણાનંદ
ભોજનાનંદ } ૧૪
કૃષ્ણાનંદ

અમે ગોરાણા ગોર બાઇ ગોરાના ગોર
તોએ ખોશો ભરાથી પહાવીએ મહોર

પોરો ભરતાં પડાવીએ મહોર
બાબ પાણી મુકાવી પકાવીએ મહોર—અમે.
દીકરાનું દીધું સાહાને મહે આપીએ
રોક એવા સ્ટોક અમે નવા નવા કાઢીએ.

સુબ્બાનંદ—છો તમે વેઠીઆ ઢોર—૨ અમે

ચંદની કળાઓ— ૧૫

તાના દીમ તદીમ તદીમ તનનન
દીમ તદીમ તનોમ
તાના દીમ તનોમ
તદીમ તનોમ તદીમ તનોમ તનોમ...
દર દર દીમ તદીમ તનોમ
દર દર દીમ તદીમ તનોમ
દીમ તનોમ તદીમ તનોમ તદીમ તનોમ તનોમ—તાના.

---

## અંક ૨ જો.

સંતો— ૧૬

રામ ભજન રોકડ નાણું રે વેપારી સંતો
રામ ભજન રોકડ નાણું.
લક્ષ ચોરાશી ફેરા ફેરામાં ફરીએ તોએ
નહીં તારું ઠામ ઠેકાણું...વેપારી સંતો રામ

બીજાની વાતો માંહી ડાહ્યો બહુ થાતો ખૂબ
તારૂં પોતાનું તું ન જાણ્યું રે વેપારી સંતો રામ
કાળની હાટે [illegible] [illegible] વસાતું રે
સૌદો છે ક્ષણનું સાચવવું રે વેપારી સંતો રામ

-વારાંગનાઓ- ૧૭

જય થાઓ મહારાજાધિરાજ
ચિરંજીવ રહો યુવરાજ
જાણો પ્રજાતણી ઉર દાઝ
કરો પ્રજા તણાં હિતકાજ જય,
થાઓ અખુટ સમૃદ્ધિના સ્વામિ
રિદ્ધિ સિદ્ધિ પ્રભુને શિર નામી
ધન્ય ધન્ય દિન આજ જય.

પત્રલેખા— ૧૮

માલીકનાં બાળક સૌ માલીક સૌના શ્રી જગનાથ રે
કર્તા હર્તા સૃષ્ટીના સૌ બાજી એને હાથ - છે સહુ,
રૂણાનુબંધે આવી મળતું ખાદ્યું નવ કોઇનાથી ખવાતું
જગત માત્ર તેને આધીન છે અનાથના જે નાથ છે સૌ. મા.
નહિ પીંડ આ પોતા તણો પોતાનું કાંઇ નવ જાણવું
સૌએ શુભા શુભ કર્મતે પોતાતણુંજ પ્રમાણવું. જગત.

કાદમ્બરી— ૧૯

સખી જાઉં કહેજો કહેજો;
મમ સખીને ધીરજ દેજો રે — સખી
અસ્ત થતાં દિનકરનો નલિની ઉદાસ મનમાં થાય
અલ્પ પરિચયે ચકવાકી પણ પતિ સુખને નવ ચ્હાય
તજવું સખીએ દર્શન પરસ્પરનું
હું કેમ નામ લઉં વરવાનું—જાઉં
સમજ્યા વિણ સુખની આશામાં પામર જીવ તણાય
વિષય ભોગ આ ભોગ તણા સૌ અંતે નિરસ જણાય.
હસી પ્રથમ પરીણામે રોવું
એ વિષયે પ્રેમ ચિત્ત પરોવું—જાઉં

ચંદ્રાપીડ— ૨૦

અત્યુત્તમ પદ મિત્રતાનું આ સંસારે સમજાય
આ અવનીમાં અન્ય ઘણા જે સુખના સાથી થાય
માતા પિતા ભ્રાતા થકી વળી ગુપ્ત પ્રિયજન સ્વજનથી
જે ગુપ્તમાં પણ ગુપ્ત તે પણ ગુપ્ત મિત્ર થકી નથી
મિત્ર રત્નથી આ જીવનની સંકટ સફર થઇ જાય—અત્યુ.
સમૃદ્ધિ ચૌદ ભુવન તણી પુરૂષાર્થે મળવી સ્હેલ છે
સદ્ભાગ્ય વિણ સન્મિત્રની પ્રાપ્તિ મહામુશ્કેલ છે
શબ્દ લઘુ પણ અર્થ અધિક બે અક્ષર માંહી સમાય—અત્યુ.

મહાશ્વેતા ૨૧

શ્રી ત્રીપુરારી સ્મરૂં સમરારિ
વિજય કીધો મહામંદન ધારી—શ્રી
અદ્ભુત અંગ ભૂજંગ ધારી
જટા મધ્ય સોહે ગંગા ભારી.
અસુર મારી ભક્ત તારી,
દેવ તણાં દુઃખ નાખ્યાં વિદારી—શ્રી.
ભોળા શંભુ તમ શરણ પાસ
ભક્તિ કરૂં ઉર આણી ઉલ્હાસ
પુર્ણ કરો પતિ દર્શન આશ
શુદ્ધ ભાવે કરૂં સ્તુતિ તમારી...શ્રી,

મહાશ્વેતા ૨૨

રૂપે શું મન રાચોરે કાયાનો રંગ કાચોરે ભગવાન ભજો—રૂ
હાડ માંસ ને રૂધીર ભરેલું મઢ્યું ચામડે અંગ ૨
ગંદા દેહનો ગર્વ નકામો કાયાનો રંગ પતંગ
ભેરૂંસો નહીં સાચોરે કાયાનો રંગ કાચોરે ભગવાન—

મહાશ્વેતા— ૨૩

શું કહું કથની મારી રાજ શું કહું કથની મારી
હું તો દેવના ત્રાસે હારી રાજ—શું કહું.
પરખી પારિજાતક મેં અર્પણ કીધું મન મારૂં,

પતિ તજી પરલોક સીધાવ્યાં કરી જીવતર મમ ખારૂં—રાજ
ચંદન કાષ્ટની ચિતા રચાવી સતિ સહગમનની ત્યારી
શુન્ય દેહ મમ સ્વામી તણો પણ ઉડી ગયો આકારો—રાજ
અર્પ્યું મેં સર્વસ્વ સ્વામીને પ્રેમની કહુની ધારી
તજી જગત જંજાલ સર્વ હું પ્રીતે [illegible] ગાપુરારી—રાજ

—ચંદ્રાપીડ— ૨૪

ચાહું તમ સાથ સદા
સતિ ભગવતિ તમ ચરણની સેવા
છોડું નવ સંગ કદા
દીલ મહીં લ્હાવ અનુપમ લેવા
આપ સમાગમ સુખકર સાગે
શાન્તિ સુધારસ રેલું સદા દીલ
હૃદયે ડગ અડગ ભરવું ન ગમતું
પરમ પવિત્ર પ્રણિત પ્રેમદા દીલ

સર્વ પાડોશીઓ— ૨૫

અદેખને દેખી આંધા ખસીએરે
સદા દુર્જનથી દુર વસીએરે
પોતે બળીને પાપી ગામને બાળતા
સારૂં નઠારૂં કાંઇ નજરે ન ભાળતા
પોતાને હાથે પોતાનું બગાડતા
નરકે પડીને વીસ સાગામાં પાડતા
એવા કુસંગે મન ફસીએરે સદા

સખીઓ— ૨૬

મોંઘુ જોબનીયું ઓછ જાયરે
સાહેલી તારૂં મોંઘું જોબનીયું ઓછ જાય
રૂડા વસંતના વાયરા વાયરે.........સાહેલી
કાદમ્બરી—વિધ વિધ ખેલો ખેલતાં ગયું મુજ બચપણું જેમ
માતા પીતાના લાડમાં જાશે યૌવન તેમ
સખીઓ—'બેન હવે માતા પિતાનાં લાડ ન શોભે'
કાદમ્બરી—"ત્યારે ?"
સખીઓ—"હવે તો પતિનાં લાડ શોભે"
જોને અનંગ નાખી પુંઠળ પુંઠળ ધાય રે
તમાલીકા ૨૭
ભલી જોજે અનાતી બોલી મેના
બોળવશે તુજને પોપટજી મુખે મીઠું બોલી
ચલી જોજે હેલી તું અંતર ખોલી.....બોળવશે
મદલેખા—પ્રેમ પોપટ દાઝ દીલની દીલમાંહી સમાવશે
ઋતુ વસંતે માનનીને મદનરાજ મનાવશે
રસરાજની રસરેલ જ્યાં રગ રગ મહીં વ્યાપી જશે
જખ મારી મેના માનશે પણ પોપટ પાયે લાગશે—બ૦
કાદમ્બરી ૨૮
થઇ પ્રેમ વશ પાતળીયા (૨.)
મારા મનના માલીક મળીયા......થઇ
પ્રીતે કરો મુખડાના મલકાટ આજ હૈયના હારથી.
ચંદ્રાપીડ—પ્રેમદા પ્રીત જોત જગાવી (૨).

કાદમ્બરી—મારા મનના મનોરથ ફળીઆ રે......મારા
ચંદ્રાપીડ—ભાગ્યવંત કર્યો ભગવતિ મુજને
જીવન સફળ થયું મારૂં
સર્વ—કરો શ્રી હરિ શુભ તમારૂં
કાદમ્બરી—મારા મનના માલીક મળી આવે......ચંદ

પત્રલેખા ૨૯

ક્યાંઇ સ્વાર્થ વિના નવ પ્રીતિ દીઠી આ જગમાં
ધુતારા જગમાં ઠગારા જગમાં
લાગે સ્વાર્થ સુધી પ્રીતી મીઠી મીઠી આ જગમાં
દીઠું સહુ નીજ સ્વાર્થને રોતું
રોતાનાં આંસુડાં કોઇ ન લ્હોતું—સ્વાર્થ વિના
કહેણી મીસરી ખાંડ એ કહેણી તાલા લોક
કહેણી તેવી રહેણી એ એવા વિરલા કોક
ઔષધ માટે ફરે શેરી શેરી
દર્દ મટ્યું કે લાગે વૈદ્ય વેરી—સ્વાર્થ વિના

મદલેખા તથા તમાલિકા— ૩૦

અમ સખી તણા સ્નેહને સંભારજો રાજ
બોલ્યું વચન તમે પાળજો
આજ્ઞા પિતાની પાળી વ્હેલા પધારજો
દર્શ લાલ દઇ અમ નયનોને ઠારજો
તન મનના તાપ તમે ટાળજો રાજ—બોલ્યું

ચંદ્રાપીડ—   ૩૧

હાં જઇ મળું આજે મિત્રને
પ્રાણ પ્યારા.........હાં જઇ
શુન્ય હૃદય આ મિત્ર વિનાનું
જેવું પુષ્પ સુવાસ વિનાનું
તુજ વિરહે હતભાગ્ય હું માનું
ભેટીશ ભગવતિ સુંદરીને—આજે મિત્રને
મનોહારિ મધુરીને મળાશે
મનમાન્યો મહનોત્સવ થશે
એક પંથ બે કાજ સધાશે
ભેટીશ ભગવતિ સુંદરીને.....હાં જઇ

તરલિકા—   ૩૨

જારે જારે જા નાદાન ઓ હેવાન ભૂલી ભાન
મ્હોટી મુખે શું બકે છે આવું
જારે તારો જાન......જારે

મહાશ્વેતા—અરે દુષ્ટ દુરાચારી વાણી આડી વધે તારી
કટકટ અવિચારી કર બંધ તું લવારી

વૈશંપાયન—માનો રસીલી માનો રંગીલી
માનો છબીલી ન થા હઠીલી ન થા હઠીલી
પ્યારી મારી દિલજાન

## અંક ૩ જો.

ઋષિકુમારો— ૩૩

મન મુરખ મમતા મેલી, ભજ અંત સમયના બેલી
રહ્યો પ્રપંચ દાવો ખેલી, પણ હારીશ બાજી જીતેલી-મન,
આવ્યો ત્યારે લાવીયે શું
સાથમાં શું લઇ જશે [૨]
ઠાલી હાથે આવીયો ઠાલો થઇ પાછો જશે
જેની સંગે રહ્યો રંગરેલી, તે મુકશે તમે હડશેલી
નહીં રહે નાણાંની થેલી, ઘરબાર હાટ હવેલી—મન.

જાબાલીમુની— ૩૪

અચ્યુતપદ પ્રણમુ પરમેશ્વર,
વીશ્વેશ્વર યોગેશ્વર શંકર......અચ્યુત.
ભકતપતી ભગવંત શ્રીભુધાર,
પરીપૂર્ણ પરબ્રહ્મ પરાત્પર......વીશ્વે—

સર્વે— ૩૫

જગમાંહી જેણે મન જીત્યું તેણે
જીત્યું સર્વ ગણાય......આ જગ
સ્વર્ગ તણાં પણ અલભ્ય સુખડાં
તેને તુચ્છ જણાય......આ જગ
વિષય માંહી મદમસ્ત બની માતંગ જુઓ સપડાય.
મધુર નાદના નાદ થકી મૃગ પારધી હાથે હણાય—આ.
રૂપ પ્રકાશ દીપકનો દેખી પતંગ બાળે કાય

રહે જળમાં પણું રસના સ્વાદે મીન તણો જીવ જાય—આ.
કઠણુ કાષ્ટ છેદી નીસરે પણ કમળ નહીં છેદાય
પરાગ ગંધ મસ્ત બની અલીફુલકલી મહીં ગુંગળાય—આ.

તરલીકા— ૩૬

હીરો હાથે ગુમાવ્યો ગુમાનમાં
મટી માણસ મનાયો હેવાનમાં
ખોયું જીવન છખ્યાં ને અભીમાનમાં
પ્રોયું ચિત્ત ના પ્રભુના ગુણગાનમાં
દીધી દમડી ન એક પુણ્યદાનમાં
કર્યું કાંઇ ના તેં દેહના કલ્યાણમાં
પડી મુવો દુષ્ટ વાસનાની ખાણમાં
જેમ છાણનો કીડો મરે છે છાણમાં—હીરો.

યોગીનીઓ— ૩૭

હમારી લાજ તમારે હાથ એ નાથ નીભાવજોરે...હમારી.
સદગુણ જ્ઞાન સુબુદ્ધિ આપો
સતચિત આનંદ ઉરમાં સ્થાપો
અગમ નીગમનાં માર્ગ સુગમ બતલાવજોરે...હમારી.
ભક્તિ થકી ભવબંધન તુટે ડગલે ડગલે આયુષ્ય ખુટે
શ્રીધર અમ તન મનના તાપ સમાવજોરે...હમારી લાજ.

લક્ષ્મી— ૩૮

રામ ભજ તું પ્રાણીયા,
તારા ભવની ભાવટ ભાગશે (૨)

તારા દેહનું સાર્થક થશે...રામ.
"બોલો રામ સીતારામ"
પંખીડા તું જો વિચારી
કર્મ તારાં લે સંભારી
વાસના નઠારી તુને રૈવ રૈવ નહિ નાંખશે-રામ.
મૂઢ તેં મતિ વિસારી
મતિ તેવી ગતિ તારી
ઉઠજે સંભાળી તારી કંચનની કાયા થશે—રામ.

કપિજલ— ૩૯

કોઇ મન મેલા કોઇ ધન ઘેલા
કોઇ મસ્ત બનેલા અભિમાને
કોઇ ધાન ભૂખ્યા કોઇ માન ભૂખ્યા
કોઇ મૂર્ખ દયા કયા કાને
કોઇ ધર્મના કામ કરે હાથે (૨)
કોઇ અપયશ લામ વહે માથે (૨)
કોઇ સુખદુઃખ બે સરખાં માને
કોઇ મહેલા સમયને તોફાને

કંચનીકા— ૪૦

ગીગમપમગરેગસારેસીસાનીસ;—(૨)
ગરેગમપરેરે
પપપમપનીધપમધમગરેપપસાગ-પ—મ
સારેનીસાનીસા—ગરે
સાપગપપપમપ

સાપમપપપધપમપદસાનીધપમગરે
પપપ (૨) ગ—પ--મ
સારેનીસાનીસા—ગરે

શાર્ઙ્ગજ— ૪૧

દિવ્ય લોકથી ભ્રષ્ટ થઇને
મૃત્યુ લોકમાં જઇ ચઢીયો
કામવાસનાનું ફળ પામી
શુક જાતીમાં હું પડીયો

લક્ષ્મી— ૪૨

કંઇ પૂર્વના સંયોગથી, આવી સઉ ભેગું મળે
રૂણાનું બંધ પુરો થયે, સૌ સૌ તણા પંથે પળે
મમ પુત્ર કેરા પાપથી, ચંડાળ પેટે અવતરી
જાઉં હવે મુની પાસ હું, રૂપ પૂર્વનું મ્હારૂં ધરી—કંઇ

કાદમ્બરી— ૪૩

પીંજરૂં પડયું શુનું મારૂં (૨)
પ્યારા પંખીડાં વિના...પંખીડા વિના...પીંજરૂં—
ઓ—સુંદર શરીર જણાય કાન્તનું પ્રથમ હતું જેવુ
વિકસિત કમળ સમાન નાથનું મૂખારવિંદ તેવું
કાદમ્બરી—પ્યારા પંખીડા વિના—
યોગીનીઓ—સહજ ઢળેલાં નેત્ર લલાટની કાન્તિ પણ એવી
ગુંછળાંવાળાં કેશ. આકૃતી પ્રથમ હતી તેવી
પ્યારા પંખીડા વિના—

કાફીમઅરી— ૪૪

જાગો જાગો જીવન પ્રાણ
નિદ્રા ત્યાગો ચતુર સુજાણ—
ભરદરીયામાં ડુબકા ખાતું
આવી પહોંચ્યું તીરે વ્હાણ
દુખના વાદળ વીખરાયા વહાલા
ભાગ્યનો ઉગ્યો ભાણ
આજે મારે ભાગ્યનો ઉગ્યો ભાણ

સર્વ— ૪૫

શુદ્ધ પ્રેમ તણો થયો વીજય વીજય
પ્રીતે પામ્યા શ્રેષ્ટ પદ અભય અભય
સતકર્મો થકી કીર્તી વધારે
તાત સ્વસૂરના કુળના તારે
જગમાં ઉચરાય જય જય જય
તેનો જગમાં ઉચરાય જય જય જય

# જાહેર ખબર.

અમારી કંપનીના નીચલા નાટકોના ગાયનોની ચોપડીઓ જ્યાં અમારો મુકામ હશે ત્યાંથી, રોકડી કિંમતે મંગાવ્યાથી મળશે.

| ચોપડીનું નામ | કિંમત. | ચોપડીનું નામ | કિંમત. |
|---|---|---|---|
| સ્વમંગળ ઉર્ફે સુરદાસ | ૦—૩—૦ | માતૃપીતૃ ભક્ત પુંડળીક | ૦—૩—૦ |
| શ્રી ભક્તિવિજય | ૦—૩—૦ | વિશ્વ પ્રેમીકુણાપી | ૦—૩—૦ |
| સુરેખા હરણ ... | ૦—૩—૦ | અમર લક્ષ્મી ... | ૦—૩—૦ |
| નાગર ભક્ત ... | ૦—૩—૦ | પીપાભગત ... | ૦—૩—૦ |
| નીલમ માણેક ... | ૦—૩—૦ | હોથલ પદમણી | ૦—૩—૦ |
| યોગકન્યા ... ... | ૦—૩—૦ | જેસલ તોરલ ... | ૦—૩—૦ |
| મનહરમેના ... | ૦—૩—૦ | બીરબલ બાદશાહ | ૦—૩—૦ |
| મહાશ્વેતા-કાદમ્બરી | ૦—૩—૦ | પ્રવિણ સાગર ... | ૦—૩— |
| | | રાજ લીલા ... | ૦—૩— |
| જોહરે શમશીર | ૦—૩—૦ | મહારાજા શાંતનુ | ૦—૩— |
| શ્રી જયમતી ... | ૦—૩—૦ | માલવિકા-મિત્ર | ૦—૩— |
| ઉર્વશી—પુરૂરવા | ૦—૩—૦ | સ્વામીભક્ત સામાન્ત યાં | |
| કનક કેશરી | ૦—૩—૦ | વીર દુર્ગાદાસ ... | ૦—૩— |

વિઠ્ઠલદાસ હેમજીભાઈ ભાવનગરવાળા.

શ્રી વિ. મો. ના. સમાજ.